સતપંથ-સાહિત્ય સિરિઝ નં. ૨ જો.

# સતપંથની હેલીયો.




ધુળ ઉરાડે સુર્ય પર—જાય નહીં ઢંકાઈ.
ઝળકી ઉઠે જગતમાં—સતપંથની સચ્ચાઈ.

---

લેખક:—વસંતજી.

પ્રચારક,
શ્રી ઇસ્માઈલી-સાહિત્ય મંડળ
પ્રગટ કર્તા,
મોમદભાઈ વલી નાઝર.
કાન્ડી મોહલ્લા જેલ રોડ, મુંબઈ નં. ૯.

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦,૦૦૦
સંવત ૧૯૮૨ ઇ. સ. ૧૯૨૬ હી. સ. ૧૩૪૪
કિંમત નવ પાઈ.

છાપનાર.
ન શરીફ ઑઆ સેક્રેટરી ઇન ચાર્જ, ધી ખોજા સીંધી
ટીંગ પ્રેસ, ૧-૪ ડોંગરી સ્ટ્રીટ ભીમપુરા મુંબઈ નં. ૯.

# ખુલાસો.

શિયા ઇમામી ઇસ્માઇલીયા આગાખાની ફીરકો ... હીન્દમાં ચોતરફ સતપંથ ધર્મના નામે મશહુર થતો જાય ... કેટલાક ભાવિક અને ધર્મ પ્રેમી હીન્દુભાઇયો ઇસ્લામના ... ગણાતા આ સતપંથમાં પ્રાચીન અને અરવાચીન સનાતન વે... ધર્મનાં સિધ્ધાંતોથી વાકેફ થઈ, આ હીન્દુ મુસલમીન ... વગરનાં પંથમાં ભેળાતા જાય છે. એ ભેળાતા હીન્દુ ભાઇ... આકર્ષાયેલી સત્ય લાગણીને લીધે બીજાપણ ખેંચાય છે ... કેટલાક જવાસા જીગરવાળાઓ તેની અદેખાઇ કરે છે. તેને ... રકારે છે, નિંદે છે, હડધુત કરે છે. ત્યારે કેટલાક ચલવલીયા ... પોતાને લાગુ પડેલા રોગનાં લીધે, ઇસ્લામીની સંખ્યા રાજ ... ધોરણે વધારવાનો પ્રપંચ માને છે. તેને માટે અમોને જેટલું અ... લાગતું નથી. તે કરતાં વિશેષ અજબ જેવું, તો એજ સત... ટોળામાં બાપ દાદેથી વસનારા અનુયાયીઓ, કે જેને ૬૦૦ ... ઉપર ઇસ્માઇલીયા માનવંતા પ્રભાવશાળી પીરોનાં બોધથી હી... કોમમાંથી ઇસ્માઇલીયા ફીરકામાં દાખલ કરયા, અને ખુદાઇ ધર્મ... મોટી નિશાની તરીકે હીન્દુ મુસલમીન ભેદ વગરના આ ફીરકા... શામેલ કરવામાં આવ્યા છે. આજે તેઓ પોતાના વંશજોની કાં... ભુલ સમજે છે, કતો પોતાના વડવાઓ માટે હલકો મત બાં... છે. અને તેથીજ આ સતપંથ ધર્મ તરફ અભાવની નજરે જ... છે; એટલુંજ નહીં, પરંતુ પોતે પોતાને મજકુર ...મ... મહાન સિદ્ધાંતોનું અજ્ઞાનપણું છતાં, જાહેરમાં વગોવવા... શક્તિયો ખરચે છે.

ખરૂં જોતાં, એવણુ મિત્ર શત્રુ જેવા છે! છતાં ... તરીકે તેમની જાણ્યે અજાણ્યે તેમનું કાર્ય કારણ રૂપ જણુ...

જો કે એ અધુરીયા અનુયાયીઓ, ઉપર મુજબ ... અખ્તીયાર કરે છે, તેનાં કેટલાક ચોકસ કારણો છે, તોપણ ... પોતાના દિલથી સત્ય કામ કરે છે, એમ માનતા હોય છે. ... તેથીજ તેમનાં વિચારોનો પ્રવાહ જે સતપંથ સિધ્ધ... અણવાકેફ છે. તેને વાકેફ કરવાનાં હેતુ માટે ...ણ. આ ... લીધો છે. અને તે કારગર નિવડો એમ જગતકર્તા પાસે ... રીયે છીયે. આમીન.!!!

# ઈમામની પિછાન!

---

## ઇસ્લામના જીવનરૂપ ઇમામે ઝમાન.

---

### સતપંથ અને પ્રચાર.

હદીસ:–"અલા રાઅસે સેનતીન મીમ મઆતા ત-તેલેઉશ શમ્સ મિન મગરીબ હા!"

હ૦ રસુલે ખુદા ફરમાવે છે કે:–મારી (હયાતી) પછી ૩૦૦ વરસે પશ્ચિમ તરફ સૂર્ય ઉદય થશે.

* * *

ઉપલી પવિત્ર હદીસ મુજબ હ૦ રસુલે ખુદાની પછી ઇસ્લામ ધર્મના શુદ્ધ તત્વોનાં પ્રકાશક સુર્યરૂપ "જમાનાનો ;" બરાબર તેટલીજ મુદતે પ્રગટ થયો!

હઝરતઅલી ઇસ્લામ ધર્મના પેશવા જાહેર થયા પછીજ મી રાજદ્વારી અને ધાર્મીક નેતાઓએ જુદા જુદા હાથે ! મહાન કાર્ય વ્હેંચી લીધું.

રાજદ્વારી–તંત્ર ખરી રીતે હ૦ અબુબકર, હ૦ ઉમર અને ઉસ્માન અમીર માવીઆ અને ત્યારપછી સ્થિરપણે બની માસી ખલીફાઓના હસ્તગત રહ્યો.

અને ધારમીક સરવોપરી સત્તા હ૦ અલી, હ૦ હુસેન જેનુલ આબેદીન, હ૦ મહમદ બાકેર, હ૦ જાફર સાદેક નિરવિઘને એ ખુદાઇ પુરૂષોના હાથમાં મનાતી રહી.

યારપછી એજ નસલમાં બે ભાઇયોએ દાવો કીધો. ખુદાઇ (ઇમામ) ખુદાઇ કલામની સાથે મળીનેઐકયપણે રહેવાની

વાત હ૦ રસુલે ખુદાએ જાહેર કરી દીધી છે. છતાં બે ભાઇઓ એ પક્ષોમાં ખરૂં ખોટું બતાવવું, તે કરતાં ખુદાઇ ધર્મનાં રહ માટે ખુદાવંદ તઆલાએ અને એમના રસુલે જે પેગામ મે લાવ્યો છે, તે મુજબ હકદાર કોણ છે? એજ જાહેર દ્રષ્ટિ તેમ ઇમાનદાર આંખથી જોવાનું ઠીક કહેવાય.

આયાત—કુલ્લેશયઇન અહસયનાહો ફી ઇમામે મોબી

એટલે-જાહેર ઇમામજ સઘળી બાબતોનો હિસાબ જાણનાર છે

(સુરેયાસીન આ ૧૨.)

તથા—કુલ્લે શય્યઇન અહસયના કિતાબુમ—મોબીન.

એટલે—દરેક વસ્તુ જાહેર કિતાબમાં છે.

(સુરે નબઅ)

ત્યારે પેગંબરે ખુદાએ પોતાની અંતકાળ વખતની યાદગાર હદીસ મુજબ ફરમાવ્યું છે કેઃ—

"કુરઆન અને ઇમામ બેઉ જાહેર પણે એક તરીકે, એક "રસી મિસાલે મળેલાં રહેશે ને કયામત સુધી એ આપસમાં "હરગીઝ જુદા નહીં પડે. તથા મારી બાદ ત્ર વરસે પશ્ચિમે સુર્ય ઉગશે."

આ હદીસની કસોટી ઉપર જેને માટે અનુકુળતા તેજ ખુદાઇ પુરૂષ ખરો. કારણકે મજકુર બાબતો બે ર માટે સિદ્ધ થાય નહીં એ ખુદાઇ કલામની ખુબી છે.

વળી ખુદાએ પણ—એ બેઉ વસ્તુ કુરઆન અને ઇ મળી જે એક રસ્સિ મિસાલે છે, તેને પકડી રાખવા સલ ફરમાવી છે કેઃ—

આયાત—વઅતસેમુ બે હબલિલ્લાહે જમીઅ વલા તફ

એટલે—ખુદાઇ રસ્સીને એકઠા થઇ મજબુત પકડી અને જુદા પડો નહિ!

 

ઉપર કહેલાં બે પક્ષોનો ખુલાસો કરીશ કે, ઇમામ જાફર સાદેક અ૦ પછી એમનાં બે પુત્રો એક વડા શાહ હ૦ ઇસ્માઇલ અને બીજા હ૦ મુસા કાઝેમ છે.

પ્રથમ હદીસમાં જણાવ્યા પ્રમાણે શાહ ઇસ્માઇલની નર નસલે હી૦ સ૦ ૨૬૦ માં શાહ મહમદ મેંહદી મિસરનાં તખ્ત ઉપર રાજ સત્તાપર આવ્યા પછી, પોતાની ઇમામતનો ઝુંડો ઝગકાવ્યો! જે અદ્યાપી સુધી પરંપરામાં ચાલુ છે. ત્યારે હઝરત મુસા કાઝેમની નસલે પણ એજ નામે એટલે હ૦ મહમદ મેંહદી પાંચ વરસની વયે ગાયબ થયા! એટલે તે પછી ઇમામતનો ક્રમ બાર પર આવી અટકયો.!!

આ ઉપરથી ખુદા, તથા રસુલનાં ઉપલાં કલામોની કસોટી ઉપર પરખીશુ તો સાબેત થાય છે કેઃ—

"ઇમામે મોબીન" એટલે ઝાહેર ઇમામ તરીકે શાહ ઇસ્માઇલની નર નસલ ચાલુ રહી, અને હઝરત મુસા કાઝેમની નસલ જાહેરમાંથી ગાયેબ થઇને અટકી જે કુરઆનથી વિરૂદ્ધ છે!

અને આ સ્થાનિ હ૦ રસુલે ખુદાનાં કલામો મુજબ ખુદાઈ કીતાબની સાથે, જાહેર રહેનાર ખુદાઇ પુરૂષ (ઇમામ) ન હોય, તે અને હોય તે, એ બેમાં જાહેરમાં સાથે ન રહે, તે કરતાં " કીતાબુમ મોબીન સાથે ઇમામુમ મોબીન " હોય તેજ સત્ય ઠરે.

બીજા મુદ્દામાં હ૦ રસુલે ખુદાએ પશ્ચિમમાં ત્રણસો વરસે સુર્ય ઉગવાની કરેલી આગાહી માટે, બેઉ પક્ષમાં એક સરખી ભાવના છે.

કારણ કે હ૦ મુસા કાઝેમનાં પક્ષવાળાઓ માને છે કે, ત્રણસો વરસે હઝરતની બાદ પશ્ચિમમાં સુર્ય ઉગવાની બાબત ગાયેબ થયેલાં હ૦ મહમદ મેહદીનાં સંબંધમાં માને છે; કારણ કે હી૦ સ૦ ૨૫૮ માં બારમાં હઝરત મહમદ મેહદી ગાયેબ થયા!

ત્યારે શાહ ઈસ્માઈલની નર નસલે શાહ મહમદ મેંહદી હી૦ (૨૬૦)માં મિસરનાં તખ્ત ઉપર આવ્યા. તેમણે પોતા ઇમામતનો દાવો પ્રગટ કર્યો! એ બેઉ બાબતમાં બીજી હઝ રસુલે ખુદાની હદીસ મુજબ આબાદ ખરી પડેલી ઇસ્માઈલી પક્ષવાળા માને છે.

અહીં સવાલ એકજ ઉઠે છે કે, હી૦ સ૦ ૨૫૮ અને હીજરી સન ૨૬૦ લગભગ વરસતો સરખાં છે. પણ એક પક્ષ ગાયેબ થનારને સુર્ય ઉગયો કહે છે, ત્યારે બીજો પક્ષ ઈમામત પ્રકટ થનારને માને છે, જો કે ન્યાય દ્રષ્ટિએ ઇમામતનો ઝુંડો જાહેરમાં પ્રકટ કરનારજ હઝરત રસુલે ખુદાનાં વચનો મુજબ "તત્તલેઉશ શમ્સ" એટલે "સુર્ય ઉગશે" એ મતલબનો અર્થ સારે છે. પણ ગાયેબ થનાર ઈમામ, હદીસના વચનથી ઉલટી મતલબ સિધ્ધ કરે છે. તેથી તે કુરઆન મુજબ પણ ખરો દાવેદાર નથી ઠરતો !

આ રીતે બે પક્ષ સિવય ત્રીજો પક્ષ કદી પણ ખુદા પુરૂષનો દાવો કરી શકતો નથી. કારણ કે ફાતમાઈ સૈયદ અને હ અલીની નર નસલ હોવી, એ ઇમામતનાં દાવા માટે મજબુ સનદ મુકરર થયેલ છે. ને તે મુજબ શાહ ઇસ્માઈલજ ખ હકદાર ઈમામ છે !

"હવે આપણે અસલ વિષય તરફ આગળ વધી શાહ ઇસ્માઇલની નર નસલે ક્રમવાર એક પછી એક ઇમા થતા રહ્યા અને તેમણેજ અરબસ્તાન ઉપરાંત બીજા દેશો ખ પોતાનાં તરફથી ઉપદેશકો મોકલાવી ખુદાઇ બોધ ફેલાવ્યો."

ત્યારે—હ૦ મુસા કાઝીમની નસલમાં થયેલા—પાંચે—સાહે બની અબ્બાસીયોની હકુમતનાં દાબમાંજ રહી જીંદગી ખ કરી. તેથી તેમને હીદાયત કરવાનો વખત નસીબ થયો નહી પરંતુ શાહ ઇસમાઇલ પછી દરેક ઇમામતની મસનદ પ

ાવનાર ઇસ્માઇલી ઇમામો તરફથી એક મુખ્ય પુરૂષ ધારમીક
...ના માટે, વજીર તરીકે એટલે પીરના નામથી મુકરર
રહ્યા તેની ટીપમાં:—

૭ મા—પીરસતગુરૂનુર-ઇમામઅલી ઝીકરતીસ સલામનાંસમયમાં.
૨૩ મા—પીર શમ્સતબ્રેઝ ઇમામ કાસમ શાહનાં સમયમાં.
૨૬ મા—પીર સદરદીન-ઇમામ ઇસ્લામ શાહનાં સમયમાં.
૨૭ મા-પીર હસન કબીરદીન-ઇમામ ઇસ્લામ શાહનાં સમયમાં.

એ માનવંત પુરૂષોએ હીન્દુસ્તાન ખાતે પોતાના ઝમાનાના જાહેર ઇમામના હુકમની રૂઇએ ખુદાઇ ધર્મની હિદાયત ફેલાવવાનાં ચમત્કારીક પ્રયત્નો કીધા! જેના કાર્યના પુરાવા બદલ—

હાલની ખોજા કોમ, મુંમના કોમ, અને સમસી હીન્દુ ગુપ્તીઓ, તથા ગુજરાતનાં ગુપ્તીઓ, બુરહાનપુર તથા સુરતનાં નવા ઇસ્માઇલીયો અને બીજાઓ પણ મોજુદ છે.

ત્યારે એ પીરોનાં કુટુંબાયોએ પણ કેટલુંક ઉપદેશનું પ્રશંશાપાત્ર કાર્ય મળેલા અવકાશમાં કરી બતાવ્યું છે જેમાં ...રાણા પંથ અને તેની શાખાઓ તથા પીરાણા—પંથના હીન્દુ ...તીઓ પણ અત્યારે જાણીતા છે.

આવા ઉપદેશકોની હરીફાઇમાં એ પીરોનાં કુટુંબની બે ...ી—રત્નોએ કેટલુંક કાર્ય કરી વૈદિક ધર્મમાં સુપ્રસિદ્ધ મૈત્રેયી ... ગારગીનાં પુનરજન્મ રૂપે સેવા કરી, પોતાની ધારમીક ...ણી પ્રગટાવી છે. એ બે સ્ત્રી રત્નોમાં "બાઈ બુઢાઈ" ... "ઇમામ બેગમ" મશહુર છે!!

ઉપલાં નામની પીરાણાના સૈયદ ખાનદાનની બાનુઓએ ...ાત્મ દર્શન" નાં વિષયમાં પોતાના રચેલાં પદોથી જે ...કતી યાદગીરી વારસામાં મુકી છે, તે અત્યારનાં કોઇપણ ... સંસ્થાના નામે ગણાતા કાર્યોમાં શ્રેષ્ટ દરજ્જો આપી શકાય ...ા ઉત્તમ છે!!!

# બાઈ બુઢાઈ !!!

—*:⊙:*—

આ માનવંત સાધ્વી બાનુ ફાતમી આદાત ખા૦૮.૦નાં ઇસ્માઇલીયા પૂજય પીર સદરદીન સાહેબનાં ફરઝંદ અને ઇસ્માઇલી પીરોમાં અનંત કરોડના ઉદ્ધારક ઉસ્તાદ ગુરૂ પીર હસન કબીરદીન સાહેબના પુત્રી થાય.

ઉસ્તાદ ગુરૂ પીર હસન કબીરદીનના કુલ ૧૮ ફરઝંદોમાં માત્ર ઇમામ શાહ અને માનવંત બાનુ બાઇ બુઢાઇ એ બેજ વ્યકિત પોતાનાં બપાવા અને બાવાએ ઇસ્માઇલીયા ફીરકાનાં મનાતા ઇશ્વરી અવતાર અથવા જાહેર ઇમામના ફરમાન વડે હકીકતી ઇસ્લામના મહાન દાઇ તરીકે, જે કાર્ય બજાવ હીન્દમાનાં હીન્દુ--મુસલમીન ભેદને તોડવાના સફળ અં અમર પ્રયત્નો કીધા, તેના અનુયાયી અને ઉપદેશક તરી સેવા બજાવી હતી. બાકીના બીજા બધા ફરઝંદો તે વખત હીન્દના મુસ્લીમ બાદશાહોના આશ્રયે સુન્નત જમાઅત ઈસ્લામી પીરો જેવા દરજ્જે જીંદગી પસાર કરી ગયા

બાઇ બુઢાઇનું પણ મુસલમીન રાજ કર્તાના માનવંત ગા "સૈયદ જલાલ જાની" ના પુત્રીની સાથે રિવાજ મુજબ લગ્ન હતું, અને બાદીશાહી ખાનદાનમાં મ ન ભોગવનાર તરીકે ( પ્રકારના માન મરતબા અને ઠાઠ સાથે લાંબી જીંદગી ગુ પછી, પોતાની પુખ્ત વયે પીરાણા મતનાં મશહુર થયેલ ઈમામશા જે એમના ભાઇ થાય, તેમની ઇસ્માઇલીયા ફી મહાન સેવા અને ખુદાનાં દીદાર પ્રાપ્ત કરવાના સાધનોનું ત્મ જોઇને, આ માનવંત બુઝુર્ગ બાનુને વેરાગ ઉત્પન થએ પોતાના મોસુફભાઈ ઈમામશા સાથે ધાર્મીક ચર્ચા કરતાં, દુ કામો અને ધણી તરફની ફરજોથી મુકત થઇ, ખુદાના કરવાનું, ખુદાવંદતઆલાએ ઇસ્લામના મુખ્ય ઉદ્દેશ તરીકે

ઇન્સાનીયતનાં ધોરણે માનવ જીંદગીમાં કરવા સોંપાયેલ કાર્ય તરીકે સમજી, તે માટે પ્રેમ પૂર્વક પ્રયત્નો કર્યા, અને અંતે પોતાનાં મરહુમ પિતાજીની તાલીમની પ્રાપ્તિ, એમના વફાદાર અને અનુભવી શિષ્ય હાજરબેગ તથા ભાઇ ઇમામશાની મદદ વડે "મન અરફ નફસહુ ફકદ અરફઃ રબ્બહુ" એટલે "જેણે પોતાને ઓળખ્યો, તેણે ખુદાને ઓળખ્યો." એ ઇસ્લામી વેદાંતનું રહસ્ય જાતે અનુભવ્યું ને કૃતાર્થપણું મેળવ્યું એ માનવંતા બાઇ બુઢાઇની ધારમીક ચરચા અને ખુદાઇ દીદારની પ્રાપ્તિની સ્વરચિત "કાવ્ય--પ્રસાદી" ઝલકતી જીંદગીનું યાદગાર એંધાણ અદ્યાપિ સુધી શિયા ઇમામી ઇસ્માઇલીયા આગાખાની ફીરકાની જમાઅતમાં બાઇ, ભાઇયોમાં, બાળને, વૃધ્ધોમાં, ભાવ અને આનંદ પુર્વક શિક્ષણ પાઠ મિસાલે અપાય છે!!!

જેમાં પોતાનાં ભાઇ ઇમામશા અને બાઇ બુઢાંઇનાં નામે રચાયેલા સંવાદનાં વચનામૃતો ("પવિત્ર જ્ઞાન")ની હરોળમાં જગા મેળવવાને લાયક ઠરેલા છે, જેનો કંઇક નમુનો અત્રે રજુ કરી સુજ્ઞ વાંચનારની જીજ્ઞાસાને ત્રપ્ત કરીશું.

☞ આ ધારમીક સંવાદ ઉપરથી ઇસ્માઇલી ઇમામો તરફથી જે પીરો મારફત હીન્દમાં ઇસ્લામની દાઅવતનું કામ કર્યું તેના કુરઆને શરીફની નીચેની આયાત મુજબ હતું કેઃ—

"પ્રાચીન પ્રજામાંની કોઇ એવી નહોતી કે જેને અમારી ... માટે એક ચેતવણી આપનાર મોકલ્યો ન હોય"!

... રીતે હીન્દની પ્રાચીન પ્રજામાં પણ ખુદાઇ હીદાયત ...રાઓ ખુદાએ મુકરર કરી મોકલેલા પુરૂષો હતા, જેને રામ ...રીકે વેદ ધર્મમાં ઓળખાવ્યા છે. તે ઇસ્લામ મુજબ પુરૂષો હતા. અને તે આદમ અગાઉના આદમો તરીકે ... હ૦ મુસા હ૦ દાઉદ અને હ૦ ઇસા માફક તેઓની તાલીમ મનસુખ ગણી છે. પણ તે એક ખુદાને માનનારી પ્રજા હતી.

પ્રગટ કર્તા.

# (સતપંથ જ્ઞાન સાગર મોટો)

## ભાગ ૧ લો.

-*:—:*-

## ૫૬ મું ગીનાન.

—*(:*:)*—

રચનારઃ—સઇયદ ઇમામશાહ.

—*—

જીરેબાઇ સતિયુંના સત સાહેબ રાખે,
સીલવતી સીલ રાખે જીરેબાઇ—૧
જીરેબાઇ ધરમ લીધું તારે ધરમ સર ચાલો,
જીયું દીવે કેરી જોત રાખો જીરેબાઇ—૨
જીરેબાઇ હવે "હુએજંદા" અમે તારી સાથેજ કહીયે,
પણ ટાંણું ન ચુકો મોરીબાઇ જીરેબાઇ—૩
જીરેબાઈ ખટઘડીએ ઉઠીને દાતણ કરવું,
ને આસીસ તારે ભણવી જીરેબાઇ—૪
જીરેબાઇ અડધી રાતે વજીફો કાઢો,
તો કરીમા "ધોઆ" સીખો જીરેબા[illegible]
જીરેબાઇ સમી સાંજે ધુત્રા નફૂલ પડવી
અને પર પુરૂષ જતન કરવી જીરેબા[illegible]
જીરેબાઇ દો પહોર વેલા માંહે એકાંત રહેવું
કબરની આસીસ ભણવી જીરેબા[illegible]
જીરેબાઇ એવ્યું વાતુ કેને જાહેર આપી ન દેવી
જો હે એ પોતાનો તોણે તન જીરેબા[illegible]

—*—*—

## સૈ૦ ઇમામશા કહે છે—

જીરેબાઇ, પથરકી મુરતી કયા મુખ બોલે,
જે માણુસો પુતલાં ઘડીને બેસાડયાં જીરેબાઇ—૧
જીરેબાઇ, રામ કરસનકા જો નામજ લેવે,
સોતો પાછમ દીસે માનખાં વેસ જીરેબાઇ—૨
જીરેબાઇ, હીંદુને લેકર પથર ઝાલ્યા,
ઇનુ સર ઇમાન લાવ્યા જીરેબાઇ—૩
જીરેબાઇ, પથર આગલ લે કર નીશાની જો રાખે,
સો જાતે દીને પથર વલગી રેહેનાં જીરેબાઇ—૪
જીરેબાઇ, મોખ મુગતીકા મારગ ન પાવે,
પથર સર ભારજ સેહેવે જીરેબાઇ—૫
જીરેબાઇ, દીન દુનીયાકા ધણિ પાછમે બેઠા,
સોભી હુકમ નુર "નીજારી" જીરેબાઇ -૬
જીરેબાઇ, ભણે પીર ઇમામશાહ સાચુંજ બોલે,
રામ, કરસન મઉલાઅલી કહેનાં જીરેબાઇ—૭

---

## બાઇ બુઢાઇ પુછે છે—

જીરેબાઇ, મઉલાઅલી તો આપે દિનકા રાજા,
ા હીંદુમે જાકર કાયું બેઠા જીરેબાઇ —૧
જીરેબાઈ, રામ, કરસન તેતો રાજાજ કહીએ,
ાલ તંબલ ઢોલકી બજાવે જીરેબાઇ—૨
જીરેબાઇ, આગે આપણે કયા હીંદુજ હોતા,
યસી બાતાં હમે ભાઇ બતાવો જીરેબાઇ -૩

જીરેભાઈ, હીંદુ જા કર આગમે જલાવે,
તિસમે આપણે કયું હોવે જીરેભાઇ—૪
જીરેભાઇ, હીંદુ જાકર દેરાંજ પુજે,
મુવા પછી ભુતજ હોવે જીરેભાઇ—૫
જીરેભાઇ, ખોટી પુજાને ખોટારે મંડપ,
ઇસમે દાદા કાયકુંજ બેઠા જીરેભાઇ—૬
જીરેભાઇ, બાઇ બુદ્ધાઇ બોલેઆ સાચીજ વાણી,
ઉનકા ભેદ તુમ બતાવો જીરેભાઇ—૭

---

## સૈ૦ ઇમામશા કહે છે—

જીરેબાઇ, તંતવ ભેદકી વાચાજ બોલે,
સો તમારા ચીંત માંહે રાખો જીરેબાઇ—૧
જીરેબાઇ, મછ, કોરમ, વારા, નરસી, જે કહીયે,
એબી સરૂપ હુએ શાહકા જીરેબાઇ—૨
જીરેબાઇ, એ ચાર રૂપ કીરતાં જુગ માંહે આયા,
તિસ માંહે સતી પહેલાજ હુઆ જીરેબાઇ-
જીરેબાઈ, નરસીંહ રૂપે મઉલા અલીજો હોતા,
તારે દઇત હરણ્યાકસ જાણો જીરેબાઇ-
જીરેબાઇ, કષ્ટ ભોગવી તારે પહેલાજ નીપના,
કહે પીર ઇમામશાહ એઓનાં કામ સીધાં જીરેબાઇ-

---

## બાઈ બુઢાઈ પુછે છે—

જીરેભાઇ, ઉનકે સર કષ્ટ કેસી જો વીતી,
સો કષ્ટકા ભેદજ ભાખો જીરેભાઇ—૧
જીરેભાઇ, પહેલાજ કેસા અવતાર કહીયે,
તાકા શબ્દ હમકુ સુનાવો જીરેભાઇ—૨
જીરેભાઇ, સોહિ પ્હેલાજે કષ્ટજ રખાંખો
કષ્ટ. સહિઆ વીના નહી પામે જીરેભાઇ—૩
જીરેભાઇ, હીંદુ હોકર કેસી કરણી જો કીતી.
તએસી તો હમ સર નહી વીતિ જીરેભાઇ—૪
જીરેભાઇ, બાઇ બુઢાઇ એવી તરેહે બોલ્યા,
શબ્દ કેણે વીના રજા નાંહી જીરેભાઇ—૫

---

## સૈ૦ ઈમામશા કહે છે—

જીરેબાઇ, શબ્દ બોલે ભાખેઆ તમારી,
તબ રજા હમકુબી હોવે જીરેબાઇ—૧
જીરેબાઇ, પહેલાજ તો આજ ઈબ્રાહીમ ખલિલિલાહ જાણો,
જાકી અઉલાદ મકા મદીના માહે જીરેબાઇ—૨
જીરેબાઇ, વોહી હીંદુ સોહી મુસલમાનજ હુવા,
ઇસ વખત નબીતો નાંહી જીરેબાઇ—૩
જીરેબાઇ, એહી જીવતો ઇસ ધરમેજ રાચે,
સુણી બહોત સીર સહેવે જીરેબાઇ—૪
જીરેબાઇ, આગેજે જીવ જેએસાજ હોવે,
તે આજ સતપંથ માંહે આવે જીરેબાઇ—૫

જીરેબાઇ, જેણે જેએસી કરણી સીર સહી,
સોહી મોમન આજ કહાવે જીરેબાઇ—૬
જીરેબાઇ, ભણે પીર ઇમામશાહ સુનો મેરીમાઇ,
સુણ્યા વિના સુખ નહી આવે જીરેબાઇ—૭

———

બાઈ બુઢાઈ પુછે છે—

જીરેભાઇ, સુણ્યા વીના તો સુખ ન હોવે,
પણ શબ્દ દીઓ સોઇ જીરેભાઇ—૧
જીરેભાઇ, વાઇમણ ફરસીરામજ કોણ,
એ કથો વેદ વીચારી જીરેભાઇ—૨
જીરેભાઇ, હરિચંદ સો કોણ જીવજ કહીએ,
ઓર કોન ઠામમે લઇએ જીરેભાઇ—૩
જીરેભાઇ, કેસી કરણી ઇનું જીવેજો કીતી
જો એતી કમાઇ જીવે લીતી જીરેભાઇ—૪
જીરેભાઇ, ઓહી વખત કેસાજ કહીએ,
જો એતી કમાઇ કરી ગયા જીરેભાઇ—૫
જીરેભાઇ, ઉસ વખતકા ભેદજ કંથો,
અને કીયા કરતાસો કામ જીરેભાઇ-
જીરેભાઇ, બાઇ બુઢાઇ જો વાતુજ પુછે,
સો કહો સંભારીને ભાઇ જીરેભાઇ

———

# બીબી ઈમામ બેગમ.

આ વિદુષી બાનું સૈયદ ખાનદાનમાં ફાતમી હતાં. અને ઇસ્માઇલી પીરો પીર સદરદીન સાહેબ અને પીર હસન કબીર સાહેબનાં પછી એ ખાનદાનની ઔલાદ જે હીન્દમાંજ રહી હતી. તેમાં આ બીબી સાહેબ ઈ. સ. ૧૮૫૬ ના વરસો દરમ્યાન ઇસ્માઇલી ફીરકાના અનુયાયી તરીકે અને ભક્ત હૃદયથી બોધક તરીકે પ્રસીધ્ધમાં આવ્યા હતા.

બીબી સાહેબાના વડીલો એ વખતમાં પંજાબમાં મુલ્તાન નજીક આવેલા કડીયાવાલા પ્રાંતમાં વસતા હતાં, ને તે ઉપરથી તેઓનું ખાનદાન "કડીવાલ સૈયદો" તરીકે ઓળખાતું હતું. મજકુર કડીવાલ સૈયદોનાં ખાનદાનમાં જાણીતા મહાન પુરૂષો થઈ ગયા છે. જેમાં સૈયદ મામદશાહ જેની દરગાહ મુંબઇમાં ખોજા ઇસ્માઇલી જમાતનાં કબ્રસ્થાનમાં છે. તથા સૈયદ હૈદરશા જેની તુરબત કરાંચીમાં છે સૈયદ મિંયાશાની તુરબત પણ કરાંચીમાં છે. સૈયદ ગુલ્માલીશા જેની દરગાહ કચ્છ કેરામાં મશહુર છે અને સૈયદ ફતીશા જેની તુરબત સિંધમાં છે શાહ તુરેલ જરકા નજીક સોંઢા શહેરમાં છે. એ સિવાય બીજી ઘણી દરગાહોવાળા પીરોએ ખાનદાનમાં થઇ ગયા છે.

હ૦ અલીથી સીધી નર નસલે ઉતરી આવનાર ઇસ્માઇલી એ હિન્દમાં સિંધ અને પંજાબના રસ્તે પીરો મારફત તે ઇસ્લામનું હિકમત ભર્યું કામ કરાવ્યું ત્યારપછી રફતે ચ્છ અને કાઠીયાવાડ ગુજરાત તરફ પણ પ્રચાર કરવા માંડયો ક પહેલા આગાખાન સાહેબનાં પિતાશ્રી હઝરત મૌલાના લીલિલ્લાહ સાહેબના સમયમાં કે જે વખતે ઇસ્માઇલી

ઇમામતની મસનદ ઇરાનમાં હતી. તે વખતે ગુજરાત કાઠીયાવાડ તરફ ઇસ્માઇલી પીરોના વંશના સાદાતો અને ઇમામે ઝમાન તરફથી દાઇઓ તરીકે, રાઇ તરીકે, સૈયદો નામે ઓળખાતા આસામીઓ ઇસ્માઇલી ખોજા મુરીદ જમાતમાં આવતા હતા. અને પ્રસંગોપાન ધાર્મિક ચર્ચા કરી તથા વિવેચન કરી ધાર્મીક તાલીમનું કાર્ય બજાવતા હતા !

બીબી ઇમામ બેગમ સાહીબા કે જેણીએ પોતાનાં બનાવેલાં કીરતનો મારફતે ધાર્મીક બોધ ફેલાવ્યો હતો, તેમાં એમના રચેલા કીરતન કાવ્યો શુધ્ધ ઇસ્લામના તત્વો સાથે હીન્દુ ધર્મ પાળતી. ભકત પ્રજાને ભાવે તેવાં મુદ્દાવાળા નિષ્પક્ષપાત હોવાથી તે સાંભળવાને ઘણા અવર કોમના ભકતજનો પણ ભાગ લેતાં. આવી રીતે મૌસુફ બીબી સાહેબા જયાં જયાં ફરતા ત્યાં ત્યાં ઘણોજ આદર સત્કાર મેળવતા.

બીબી સાહેબના રચેલાં કીરતન કાવ્યો જો કે હાલ જે અમોને પ્રાપ્ત થયાં છે. તે કુલ આઠ છે. પરંતુ તેમાં ઇસ્લામી વેદાંત તત્વ સંપૂર્ણ હોવાથી અત્યારે પણ ઇસ્માઇલી ફીરકાના ગુજરાતી જાણનાર બાઇ ભાઇઓ તેને પ્રેમ સહિત બોલી આનંદ મેળવે છે !

વિષેશમાં—એ કીરતન કાવ્યો બીબી સાહેબા સાથે મુસાફરી વખતે સાથે રહેનાર એક ખોજા નામે મેરાલી પાપાવાણી ગાંધી હતા. જેઓ કીરતન કાવ્યો બોલાતી વખતે સારંગી વગાડી ને મન રંજન કરતા હતા !

આ રીતે મજકુર બીબી સાહીબા ઇમામ બેગમ, કચ્છ મુંબઇ અને માહિમ ખાતે જતા આવતા તેમા માહિમ મથક તરીકે ગણાતું હતું. અને ઇ. સ. ૧૭૬૬ માં આગાખાન સાહેબ આગા હસનઅલીશાનાં સમયમાં જયારે ભાયા કેસ ચાલ્યો હતો તે વખતે મોજુદ હતા.

પેહલા આગાખાન સાહેબ મજકુર બીબી સાહેબનાં ઇસ્લામ વિરૂધ સારંગીમાં કિરતન કરવા માટે ખફા થયા હતા. ને તેથી કેટલોક બનાવ મજકુર બીબી માટે બન્યો હતો, પરંતુ એ સિવાય એમની ધારમિક બુધ્ધિ માટે, તેઓ બેશક વખાણુને પાત્ર હતા. અને તેમનાં કિરતન કાવ્યો. આજે પણ ઇસ્માઇલી પાસેનાં જ્ઞાન શરીફની હરોલમાં પ્રેમથી બોલાય છે.

સાંભળવા મુજબ મજકુર બીબી સાહેબા સવંત ૧૯૧૦ માં મુંબઈ ખાતે આવેલા હતા, તે વખતે પણ તેમને ખડક ઉપરનાં મોટા જમાતખાનાની ઉગમણી દિશાએ ડુંગરીનાં મોટા રસ્તા-પરનાં સોમજીભાઇ વિસરામનાં માળામાં ખોજા જમાતનાં આગે-વાનો તરફથી ઘટતો સતકાર કરવામાં આવ્યો હતો. વળી તેમનાં સાથે સારંગી વગાડનાર મેરાલીનો પુત્ર લુત્ફઅલી મેરાલી પીર-મામદશા વાળી દરગાહનાં મુંજાવર તરીકે કેટલીક મુદત સુધી નોકર હતો. અને તેપણ પોતાના પિતાની પેઠે બીબી ઇમામ બેગમનાં કીરતન કાવ્યો સારંગીમાં વગાડતો હતો.

આ ઉપરથી સુજ્ઞ વાંચક વર્ગને જણાવવાનું કે નાં૰ પેહલા આગાખાન સાહેબના ઇરાનથી પધારવા અગાઉ ખોજા ઇસ્માઇલી ...તમાં ધારમીક તાલીમ કેવી રીતે અપાતી તેની ઝાંખી ...ખા દોરી બતાવી છે. અને તે ઉપરથી આજ ઇસ્માઇલી ...ાગા ખોજાઓ કેટલી બધી પ્રગતી કરી રહ્યા છે ...ક થશે !!

...ાત્ર—એકજ સેંકડામાં ખોજા કોમે પોતાનાં મુરશીદ રહેબર હાજર ઇમામની પવિત્ર આશિષનાં પ્રભાવે, કેટલી બધી ...રી છે, તે એક મોજેઝા જેવી બીના છે. મુરશીદની ...માં એક નામાલુમ કોમ જેવી અને ધારમિક ભાવિક ...ામ વિરૂધ વાજાંમાં કિરતન કરવાની રૂઢી સાધારણ

વર્ગનાં ભકતો મુજબ વર્તતા, તે ખોજાઓ આજે હિન્દમાં ઝળકતી અને કેળવાયલી કોમ તરીકે જે જે પ્રગતિ કરી રહી છે. તે માત્ર પોતાના મુરશીદ અને હાજર ઇમામનાંજ આશિરવાદનો પ્રભાવ પ્રગટ કરે છે !!

જો–સેંકડા પછીના વરસોનાં વચગાળે કેટલાક નાપસંદ વિરોધો ઉભા ન થયા હોત, તો આજે ખોજા કોમના નામે ઘણું ઉજળું ભવિષ્ય જોઇ શકાતે ! તોપણ ઇશાઅતે ઇસ્લામના કાર્યમાં હિન્દ ખાતે ખોજા આગાખાનીઓએ જાણીતા મુસલમીન આગેવાનોના શબ્દો મુજબ જે ઇશાઅતે ઇસ્લામનું કામ હીન્દના સાત કરોડ મુંસલમીન પૈકી કોઇપણ નથી કરી શકયું, તે પ્રમાણમાં નાનકડી ખોજા ઇસ્માઇલી કોમે ઘણું કરી બતાવ્યું છે. !

આ માત્ર ઇસ્માઇલી મહાન પીરોની સત્ય ઇસ્લામની સરળ અને ઉત્તમ તાલીમનુંજ કારણ માની શકાય. કારણકે ધર્મ વિરોધ કરી જુદા પડી ગયેલા કહેવાતા બારભાયા અને ઇસ્નાશરી ખોજાઓ ખુદ પોતે પોતાનાં ટોળાની પ્રગતિ કરી શકયા નથી. ત્યારે પોતાના મુરશીદ હાજર ઇમામનાં દોઆના પ્રતાપે ઇસ્માઇલી ખોજાઓ, ઘણા હીન્દુ કોમનાંને પોતાનાંમાં ઉમેરી શકી છે, અને ઉમેરતા જાય છે !!!

જ્યાં ધારમિક શુધ્ધ તાલીમ હોય છે, ત્યાંજ આ પ્ર પડે છે. અને તે આજનાં વખતમાં પ્રસિધ્ધ રીતે થઇ ચુકયું છે !

દેહલીવાળા ખ્વાઝા હશન નિઝામી જેવા મહાન ઇસ્લા પોતાના ક્ષતમી દાઅવતે ઇસ્લામનાં દફતરમાં ઇસ્માઇલી ખો ઓની બાબતમાં જે નોંધ કરી છે, તે યાદ આપીને ઇસ્મ ખોજાઓની ધારમિક તાલીમનાં હીન્દુ મુસ્લમીન એકત્ સરખા શુદ્ધ તત્વોનો નમુનો હાલ ગુજરાતીમાં છપાયેલ ઇલી સાહિત્યમાંથી મેળવી વાંચવા ખાસ ભલામણ કર

વળી મજકુર બીબીના ગુરૂભાઈ કડીવાળા સૈયદો જેના નામો ઉપર દરજ કીધા છે. તેઓ દરેક ઇસ્માઇલી હાજર ઇમામની શનાખ્ત ધરાવતા હતા, અને તેથી ઇસ્માઇલી ફીરકાવાળા અમો ખોજાઓને ધારમિક તત્વોથી પોષતા! બીબી માફક—મુંબઇવાળા સૈયદ મામદશા દરગાહવાળા અને કચ્છ કેરાવાળા સૈયદ ગુલઆલી શાહે રચેલા પદો આજે પણ ઘણી પ્રિયતાથી ઇસ્માઇલીઓ બોલે છે. કારણકે તેઓએ ઇસ્માઇલી ઇમામની મુરીદ ખોજા જમાતને ઉપદેશ આપી ધાર્મીક ખીદમત બજાવવાના હેતુથીજ જીંદગી ગુજારી છે, અને તેથી આજે પણ તેમને ઇસ્માઇલીઓ એમના રચેલા પદો બોલી એમની યાદ જાળવી રાખે છે.

સૈયદ મામદશા આજથી આશરે એકસો દશ વરસ ઉપર થઇ ગયા છે. અને તેમના તરફ ઇસ્માઇલી ઉપદેશક તરીકે ઇસ્માઇલી ખોજાઓ ઉપરાંત તેમના પ્રભાવશાળી જીવનની અસરથી કોકણી મુસલમીન કોમ પણ બહુજ શ્રદ્ધા રાખતા હતા. મૌસુફ માનવંત સૈયદ મહમદ શાહે રચેલું નીચેનું પદ ઇસ્માઇલીયો ઘણીજ પ્રિયતાથી બોલે છે કે જેમાં ઇસ્માઇલી હાજર ઇમામની શનાખત અને તેમના પ્રત્યે એમની પૂજ્ય બુદ્ધી આબાદ ઝળકી નીકળે છે કે:—

સાહેબજી! તું મોરે મન ભાવે!!
અવર મુઝે ચિંત ન આવે!!
દુજા મોરે મન ન ભાવે—સાહેબજી!
એજી! જે જે માગું તે તુંહી દેવે!
એવા એવા લાડ લડાવે!—સાહેબજી!
એજી! ચારે ચારે જુગમાં ફરી ફરી જોયું!
તેરે તોલે કોઇ ન આવે—સાહેજજી!
ચાલો સાહેલી વર જોવાને જઇએ!
સો પીયા મેને પાયા—સાહેબજી!

એજી! જીસરે વીન્યા ઘડી હેલી જાવે !
સો પીયા મોરે મંદિર આવે—સાહેબજી !
એજી! જીસકારે સાહેબ ! અયેસા હોવે !
સો—દુખીયા કીયું કર કહાવે—સાહેબજી !
એજી! દાસ દયાળજીને કીયું કર દીજે!
કરમે લીખીયા સો પાવે—સાહેબજી !
એજી ! રામરહેમાન દોનું એક ગુસાંઇયા !
મુરખ મરમ ન પાવે—સાહેબજી !
એજી ! બોલીયા સૈયદ મહમદ શરણુ તમારે !
તુજે છોડી દુજે દુઆર કાંહાં જાવે—સાહેબજી !

---

વળી સૈયદ ગુલ્માલીશા કચ્છ કેરાવાળાએ રચેલા પદોમાંથી નીચુનું પદ એમની ઇસ્માઇલી હાજર ઇમામ તરફની શુદ્ધ ભાવનાના નમુના તરીકે આ નીચે રજુ કરીયે છીએ કે:—

એજી માલ ખઝીના બહોતજ ભરયા !
ઉસ્મે નહીં કુછ તેરા—
રંગ મોહોલ સબ ભુલ જાયેસી,
જંગલ હોયેસી ડેરા—
કીયા નીંદ સોવે મન મેરા
શાહ! સમરનકી વેળા—કીયાનીંદ સોવેમન મેર
એજી ! સીર પર કાળ ફીરે સત સાધુ !
અબ તું ચેત સવેળા
ઇસવેળા માંહે જોતું ભુલ જાયેસી !
તો બહોત ખાયેસી ફેરા—કીયા નીંદ—૦
એજી ! આરે સંસાર સકળ હયે જુઠા !
મત જાણો હયે મેરા;

છોડ ભરમ તમે પ્રભુ વિચારો
તો ખોજ અંતર ઘટ તેરા—કીયા નીંદ—૦
એજી! જોત પરકાશ લીજે ઘટ અંદર!
ગુર બીના ગોર અંધેરા;
કહે સૈયદ ગુલમાલી શાહ સમરણ કરલે.
સમજ સમજ મનમેરા—કીયા નીંદ—૦

---

આ રીતે ઇસ્માઇલી પીર હસન કબીરદીનની પછી એમની દીકરી બાઇ બુઢાઈ અને તેના ભાઇ ઈમામશા પીરાણાવાળા તથા ત્યારપછી કડીવાળ સૈયદ ખાનદાન વાળા બીબી ઈમામબેગમ અને સૈયદ મામદશા તથા સૈયદ ગુલમાલીશા જેવા ઇસ્લામી આલમમાં પૂજ્ય મનાયેલાં પાક પુરૂષો, ઇસ્માઇલી હાજર ઇમામનાં સેવક તરીકે કેવી ઉપયોગી ખીદમત બજાવી ગયા છે? તે સુજ્ઞ જાહેર વાચક વર્ગને જણાઇ આવશે. અને તેથી ઇસ્માઇલી પીરકો કેવા કેમદા ખુદાઇ સીદ્ધાંતો ધરાવે છે તે સમજાશે. ત્યારે આ ઇસ્માઇલી પીરકાનાં માટે જાહેરમાં પોતાની કોતાહ અકકલથી ટીકા કરનારાઓ ખરી વાતથી કેટલા બધા અજ્ઞાત છે, તે સહેલથી સમજી શકાશે.

અમોએ "ખુલાસા"માં કરેલો બળાપો એટલાજ માટે ે, આવા માનવંત અને અનુભવી ઇસ્લામી મહાત્મા ુયો—એ—

ાયાત—ઈન્ની જાએલુન ફીલ અરઝે ખલીફા.

ટલે—ખુદા ફરમાવે છે કે મારો ખલીફો (જાહેર ઇમામ) નઆમાં (હંમેશાં) રહેશે.

ખુદાઇ કલામ મુજબ હઝરત આદમની સિલ સિલાવાર માં—ખુદાનો ખલિફો (જમાનાનો ઇમામ) હ૦ અલીની

સીધી અને (અટક્યા કે ગેબ થયા વગરની) નર નસલે હાલના નાo આગાખાન સાહેબ સર સુલ્તાન મોહમદશાહ ૪૮ મી પુસ્તમાં છે—તેમનાં તરફ કેટલી બધી ઉચ્ચ ભાવના બતાવી છે! અને તેમની ભકિતના પ્રભાવે "વલી અલ્લાહ"નાં દરજ્જે પહોચ્યા છે! છતાં એવા વલી અલ્લાહ અને માનવંત ભકતી રદય સૈયદ ખાનદાનની બાનુઓએ બતાવેલા સ્પષ્ટ વિચારોને, જાહેર આલમ સામે ખોટી રીતી રજુ કરી મુનાફીકપણું કરનારાઓ કેટલા ભયંકર જોખમમાં છે? અથવા એ મરહુમોની પવિત્ર રૂહોનાં શ્રાપ લેવા સમાન કાર્ય કરે છે! તે માટે અમોએ આ પ્રયત્ન કરયો છે કે, કાંતો એવા મુનાફીકોની અજ્ઞાનતા દુર થાય અથવા તો પોતાનાં વીચારોથી જેને જેને ખોટે રસ્તે દોરવવાનું બન્યું હોય તેઓને ખરી હકીકત હાંસલ થાય.

## મુનાફીક—પણું.

જાહેર—વર્તમાન પત્રમાં—તંબુગનાં તારનાં હેડીંગ નીચે બીબી ઇમામ બેગમ સાહેબાનાં રચેલાં પદો જે રજુ કરયાં છે તેમાંથી ઇસ્માઇલી ફીરકાનાં ચોકસ પાઠો છુપાવીને ઇસ્લામી વેદાંતનાજ પાઠો રજુ કરી જાહેરમાં મુકયા છે.

બીબી ઇમામ બેગમનાં આઠ પદો પ્રસિદ્ધિમાં આવ્યા છે તેમાંથી ૪ થા પદ દરશન દીયો મારા નાથ—દાસી છું તેરી.

એ પદમાંથી—નીચેનાં પદો પ્રગટમાં મુકયા નથી.

એજી પીર સદરદીન બુઝરગ કહીયે—
બાર કરોડીનાં કંથ—૬
એજી અણીત કરોડી પીર હસન કબીર સાથે
તેનું વર દીધું નકલંકી નાથ—૬

મજકુર પદમાંથી ઉપલા બે પાઠ છુપાવ્યા છે, તે મુનાફીકપણું કર્યું છે કારણ કે એ બે પાઠોમાં

પ્રથમ પીર સદરદીન સાહેબ.
બીજા પીર હસન કબીરદીન સાહેબ.

એ બેઉ ઇસ્માઇલીયા ફીરકામાં મનાતા જાહેર અને હાજર-ઇમામ જે વખતે (૩૦) શા. ઇસ્લામશાહ ઇરાનનાં દેલામ પ્રગણા તરફ હતા. જેઓ હાજર જોમાના ધણી ના૦ આગાખાન સાહેબ સર સુલતાન માહામદ શાહના વડીલો થાય. તેમના ફરમાન વડે પીર (ગુરૂ) તરીકે હીન્દના ભાવિક ભકતોની તાલીમ માટે મોકલાવેલા અને તેઓએ અથાગ જેહમત અને અખંડ પ્રયત્ન વડે હાલના ઇસ્માઇલીયા ફીરકાના હીન્દુ મતમાંથી બંધાયલી ખોજા કોમ, મુમન કોમ વિગેરે જાથીઓની મકકમપણે સમજણ આપી જુદી કોમી બંધારણ કરી પોષ્યા ! તેમના આ પ્રયાસ તરફ તંબુરાના તારનો વગાડનાર આત્માના ઉપનામ ધરાવનારને અભાવ હોવાથી, એ આખા વિષયને હાજર ઇમામને નહીં માનનાર ઇસ્લામી ફીરકા તરફ ઘસડી જવાની નેમથી ગેર ઇન્સાફ આપ્યો છે.

આ પીઠ આપી ખુલાસો કરવાનો હેતુ માત્ર એટલોજ છે, કે ઇસ્લામનાં પુષ્કળ ફીરકા બંદી થઇ ગઇ છે. સુન્નત જમાતમાં મોટા જેમ ચાર ફીરકા છે. હનફી, માલેકી, હંબલી ને તે મુજબ શિયાઓમાં પણ ઉસુલી, અખબારી, એવા એવા ફીરકાઓ પડી ગયા છે. ત્યારે શિયા ઇમામી ઇસ્માઇલીયા આગાખાની ફારકોજ માત્ર એકજ એવો ફીરકો છે, કે જેની તાલીમ હ૦ રસુલે ખુદાના ફરમાન અનુસાર "કુરઆને શરીફ અને જાહેર ઇમામ" બેઉની મૌજુદગી અને એકપણાની રસી મિસાલે ચાલી આવે છે–ઇસ્માઇલીયા ફીરકો—

"અલી મઅલ કુરઆન અને કુરઆન મઅલ અલી"

ની હદીસ મુજબ ઇમામ અને કુરઆનમાં જુદાઇ માનતો નથી. અને તેથીજ ખુદાઇ ધર્મના રેહબરની છાયામાં રૂપા ખુદાઇ ભેદો અને ખુદાઇ તાલીમથી જાગ્રત છે !!!

જાહેર રીતે આગાખાની ઇસ્માઇલીયા ફિરકાની ધાર્મીક ક્રીયા અને બંદગી માટે જાહેર આલમ કંઇજ જાણતી નથી. એમ કહીશું તો ખોટું નથી. પણ એ બાબતમાં પ્રથમ એકજ બાબત મુખ્ય જગ જાહેર છે, કે તે એ કે; હાજર ઇમામ ના૦ આગાખાન જેવાં આલે રસુલ અને હ૦ અલીની સીધી નર નસલે પુસ્ત દર પુસ્ત ઇમામતની મસનદ ભોગવનાર છે! કે જેની ઇમામત સિવાય બીજો કોઇ ઇસ્લામી આલમમાં ઇમામત ભોગવતો નથી બીજાને તેવો હક પણ નથી. તેથીજ તેઓ ખુદા અને રસુલનાં ફરમાન મુજબ જાહેર ઇમામ (ઇમામ મોબીન) છે!!!

હવે આવાં ખુદા અને રસુલનાં ફરમાન મુજબ સિદ્ધ થયલા હાજર ઇમામની રહેબરી તળેનાં અનુયાયીઓ ઇસ્લામથી અણ-વાકેફ હોય, એમ માનવું સારી સમજથી વેગળું છે! છતાં અમો કોઇપણ મોહકમ દલીલ વગર કહેવા માગતાજ નથી. પરંતુ પ્રથમ એક મુખ્ય મુદ્દામાં જાહેરમાં થયેલ ઘોંટાળો પ્રથમ સાફ કરવાની જરૂર છે કે જેની ગેરહાજરીમાં ખુદ અધુરી સમજના અનુયાયી ઇસ્માઇલીઓને પણ જાહેરમાં મુનાફીકપણું કરવાની તક મળે છે, તેથી તે બાબત પ્રથમ કહેવામાં આવે છે કે—

"ના૦ આગાખાન—વિરૂધ હાજી બીબી"વાળો કેસ હાઇકોર્ટમાં ચાલતો હતો, તે વખતે ના૦ આગાખાનના એક અનુયાયીએ જુબાનીમાં કહ્યું હતું કે—

"હું કુરઆન શરીફને માનતો નથી."

આ ઉપરથી વાત વધારીને કહેનાર મુનાફીકોને કારણ મલ્યું ને છેવટ જાહેરમાં એવી વાતો ઉડાવી કે ના૦ આગાખાને કહ્યું કે હું કુરઆનને માનતો નથી—( તોબા! તોબા!) આ હડહડતું તોહોમત છે! ના૦ આગાખાન સાહેબે કદી એમ કહ્યું નથી બલકે પોતાનાં મુરીદોને ફરમાન પણ કરેલું મોજુદ છે કે—

"તમો કુરઆન—હદીસ મશ્નવી, વિગેરે કિતાબોની સમજ મેળવો—ને તે પ્રમાણે વરતો—વિગેરે"

પોતાના હાજર ઇમામનાં ઉપર મુજબનાં ફરમાનને ન માનનારને ઇસ્માઇલીયો ખુદ કાફર સમજે છે. અને તેથી અમો ઇસ્માઇલીયો કુરઆનને નથી માનતા એમ કહીયે ને માનીયે, તો કાફર કહેવાઇયે—એ બરાબર યાદ રાખવાનું કે અમારો એક ઇસ્માઇલી પોતાનાં ઇમામ તરફનાં ઇશ્કનાં લીધે કુરઆનને નથી માનતો, એમ કહેવે તો તેથી બીજા કોઇ ઇસ્માઇલીયોને કે અમારા હાજર ઇમામને કાંઈ લાગતું વળગતું નથી. તેનું આકેબતનું જોખમ એમ બોલનારને ને માનનારને શિર છે.

અમો ઇસ્માઇલીયોનો ખુલ્લો ઇકરાર એ છે, કે અમે કુરઆને શરીફ મુજબજ અમારો દીન પાળીયે છીયે, બલ્કે અમારો દાવો છે, કે ખુદા અને રસુલનાં ફરમાન મુજબ ૪૫ કરોડ મુસલમીનોમાં અત્યારે—

"કુરઆન—અને જાહેર ઇમામ" એઉને ખરી રીતે માનનારા અમો ઇસ્માઇલી સિવાય બીજો કોઇ ફીરકો નથી—

હવે મુળ બાબત ઉપર આવીશું કે—અમારો ઇસ્માઇલીયા ફીરકો કુરઆન શરીફ મુજબ છે, તો એવો એતેરાઝ લોકો કરે છે કે, ઇસ્લામના બધા ફીરકા કુરઆન શરીફને માને છે! છતાં બધાથી અલગજ એકજ અમારો ઇસ્માઇલીયા ફીરકો કેમ છે? તેનો સક્ષિપ્તમાં જવાબ એજ છે કે—

કુરઆન શરીફ સાથે હ૦ અલીનાં વંશનો ઇમામ જુવે, તે માત્ર અમારા એકજ ફીરકામાં મોજુદ છે! ને બીજા પાસે નથી, તેથી અમો બધાથી અલગ હોઇએ તેમાં નવાઇ નથી.

આયાત-લા યાઅલમો તાવીલોહુ ઇલ્લલ્લાહો વર
રાસેખુન ફીલ ઇલ્મ—

એટલે—ખુદા અને રાસેખુન ફીલ ઇલ્મ (ઇમામ) વગર ધર્મનો મુળ ભેદ કોઇ જાણતું નથી.

તો પછી અમારૂં એ આયાત મુજબ માનવું છે, કે ઇમામ વગર ધર્મનો ભેદ મળતો નથી. તો પછી જ્યાં ખુદા અને રસુલના ફરમાન મુજબ ઇમામ ન હોય, તે ફીરકામાં ગમે તેવી ઇબાદત અને ગમે તેટલું આલેમપણું હોય, તો પણ તે ખુદાઇ ધર્મનાં ભેદો જાણી શકતા નથી. અને તેટલાજ માટે પેગંબરે ખુદાએ હદીસ ફરમાવી નક્કી કરેલું છે કેઃ—

હદીસ—મન માતા—વલમ યા અરફ ઇમામે ઝમા-
નેહી મમાતા મયતતન જાહેલીયતઃ

એટલે—જે કોઇ ઝમાનાના ઇમામને જાણતો નથી. તે ગમે તેટલો આલેમ ને આબેદ હોય છતાં અજ્ઞાનને મોતે મરે છે.

આ હદીસ સાબત કરે છે કે જમાનાના ઇમામ વગર કુરઆન શરીફના ખુદાઇ ધર્મના ભેદો જાણી શકતો નથી. ને તેથીજ અમો ઇસ્માઇલીયો ખુદા રસુલના હુકમ મુજબ જમાનાના ઇમામની છાંયા તળે, અમારી ઇમાનદારી પુર્ણ સમજીયે છીએ વળી કોઇ વિદ્વાને એજ બાબતમાં બેત બાજી કીધી છે કેઃ—

બે હુબ્બે એહલે બૈત ઇબાદત હરામ હયે,
ઝાહિદ તેરી નમાજકો મેરા સલામ હયે.

ટુંકમાં ઉપલા મુદ્દાઓ ઇસ્લામીઓ સમજે છે, ને માને છે; તે ઉપર જો વિચાર કરશે તો મોજુદ ઇમામવાળો ફીરકો સલામતીમાં છે, અને તેવી હદીસ પણ પેગંબર સાહેબે ફરમાવી છે કેઃ—

મસલ અહલ બૈતી સફીનતન નુહીન રકબહે
વન્ નજા વમન તખલફ: અનહા વ ગરકા.

એટલે મારી અહલેબૈત નુહ નબીના વહાણ જેવી છે ને તેમાં ચઢશે તે બચશે ને રહી જશે તે ડુબી તે ગરક થશે!

આ હદીસ પણ અમો ઇસ્માઇલીયાના એતેકાદ મુજબના હાજર ઇમામને તાબે રહી ઇમાનદારી બજાવનારની સલામતી બતાવે છે.

જેના પાસે મૌજુદ ઇમામ અમારા મુજબ નથી, તેઓ ઉપલી દરેક આયાત અને હદીસના મુદ્દાને ફેરવે છે અને પોતાની માનીનતાનું ચોકઠું બંધ બેસતું કરે છે. તે તેઓને મુબારક! પરંતુ અમારો ખુલાસો અહીં સ્પષ્ટ થાય છે કે, અમો જે મોજુદ રહેબર (જાહેર ઇમામ) ના છાયામાં છીયે. કે એવી રીતે કોઇ પણ ઇસ્લામી ફીરકો નથી અને તેથીજ અમારા ફીરકાના સિદ્ધાંતો બધા ઇસ્લામી ફીરકાની સમજથી અલગ છે.

ઇમામનો અર્થ અમો કુરઆન શરીફ મુજબ ખલિફ્તલ્લાહનો કરીયે છીયે કે જેની ઓળખ કુરઆનમાં આપી છે. ત્યારે ઇસ્લામી બીજા ફીરકા વાળાઓ ખલિફ્તર રસુલ ને ઇમામ માને છે. અને અમારાથી જુદો શિયા ફીરકો જે ખલિફ્તલ્લાહનો કાયલ છે. પરંતુ તેની મોજુદગીગી બાબતમાં સમજ ફેર છે. તેથી વિચિત્ર માન્યતા વડે એતેકાદ રાખે છે; ત્યારે અમારા ઇસ્માઇલી ફીરકાની માનીનતા ખુલ્લી રીતે ખુદા અને રસુલના અચળ ફરમાનો મુજબજ છે.!!!

અમો બીજા ઇસ્લામી ફીરકાને અથવા તેઓના એતેકાદને ઉતારી પાડવા માગીયે છીયે, એમ નહીં: પણ અમારા ફીરકાને કે જે વગર ગોટાળાની માનીનતા વાળો અને ઇસ્લામના મુળ નિરમળ સિદ્ધાંતો વાળો ઇમામે મોબીનના લીધે છે, તેની જાહેર અને મુનાફીક વૃતિથી વગોવનારાઓ અને નહીં જાણનારાઓ જે ગેર ઇન્સાફ કરે છે, તેના ખુલ્લાં અને સાચા જવાબ તરીકે અમારો હેતુ છે. તેથી જો કોઇ મુનાફીક અથવા અણસમજુ

નાહુક અમારા આ પ્રયત્નનો ખોટો ઉપયોગ કરી બગેરે, તો સારી સમજ વાપરી ને એ બાબતમાં પ્રગટકર્તા મારફત અગર લખનારને મળી ખુલાસો મેળવવો એમ અરજ છે. અમારા ફીરકાનાં સંક્ષિપ્તમાં કરેલ ખુલાસા ઉપરાંત સ્હેજ ઉભા થતા પ્રશ્નોનાં ખુલાસાની પણ જરૂર ધારીયે છીએ, તેની ટીપ.

પ્રશ્નો—

૧ હીન્દુ ધર્મની ભાવના શા માટે?

૨ નમાજ, રોઝા, કુરઆન મુજબ કાં નથી અદા કરતા?

૩ બંદગી અને બીજી ધાર્મીક ક્રીયા કેવી છે?

૪ નામદાર આગાખાન ગરીબો પાસેથી પૈસા કેમ લીયે છે?

૫ ના૦ આગાખાને પોતાના મુરીદો માટે શું કર્યું?

૬ ના૦ આગાખાન વિલાયતમાં મોટા ખરચે રહે છે, ઈંગ્લીસ ડ્રેસ પહેરે છે, ને એક ઓરત છતાં બીજી યુરોપીયન સ્ત્રી શું કામ કરી?

૭ પ્રીન્સ અલીશા ઇમામનો વારસો મેળવી શકે કે?

આ સાતે સવાલોનો ખુલાસેવાર જવાબ સ્પષ્ટ દલીલો સાથે બીજા પેમ્ફલેટમાં વાંચો. !!!

સમાપ્ત.

☞ ગઇ તા૦ ૧૨—૩—૨૬ નાં દિને શ્રી કોટડા 'સાંગાણી' ખાતે આપણી કાઠીઆવાડની શીયા ઇમામી ઇસ્માઇલીયા કાઉન સીલની ત્રીજી કોન્ફરન્સની બેઠકમાં કરવામાં આવેલી અપીલ ઉપરથી જુદા જુદા ધર્મ પ્રેમી આશામીયો તરફથી જે જાથુકનું ગ્રાહકો તરીકે સામટી નકલો ખરીદવાની ઉદાર દીલથી ઉતેજન આપ્યું છે—તેની વિગતવાર તપસીલ ત્રીજી સીરીઝની બુકમાં ઉતેજકોના નામ અને નકલોની સંખ્યા પ્રગટ કરીશું તે ઉપર સુજ્ઞ ધર્મપ્રેમીનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

પ્રગટ—કર્તા.

# દરેક છપાતી સીરીઝોના જાથુકના ગ્રાહકોનું લીસ્ટ.

| નકલ. | | નામ. | ગામ. |
|---|---|---|---|
| ૨૫૦ | મુખી | લાલજીભાઇ દેવરાજ, | મુંબઇ. |
| ૨૫૦ | શેઠ | અલીભાઇ વિસરામ, | આમલા. |
| ૨૫૦ | ,, | અબ્દલામાઇ હીરજી | રાજકોટ. |
| ૨૫૦ | ,, | ઇબ્રાહીમભાઇ મુળજી | વાંદરા. |
| ૨૫૦ | ,, | વલીમામદ ઇબ્રાહીમ | માણાવદર |
| ૧૨૫ | ,, | હાજીમામદભાઇ રહીમતુલ્લાહ | મુંબઇ |
| ૧૨૫ | ,, | મહેરઅલીભાઈ હરજી ગઢડાવાળા | ,, |
| ૧૦૦ | ,, | વીસરામભાઇ મુળજી | ,, |
| ૧૦૦ | ,, | મિશનરી કાનજીભાઇ નાનજી | રંગુન |
| ૫૦ | મેસર્સ | મજગામ હમદર્દ પંજેભાઇ | મુંબઇ |
| ૨૫ | શેઠ | મહમદઅલીભાઇ અલીમામદ | ,, |
| ૨૫ | મુખી | કરીમભાઇ કોરજી | ,, |
| ૨૫ | ,, | મહેરઅલીભાઇ પીરભાઇ | થાણા |
| ૨૦ | શેઠ | નજરઅલીભાઇ રતનશી | મુંબઇ |
| ૧૦ | ધી | કાન્ડી મહોલ્લા સ્ટુડન્ટસ લાયબ્રેરી | ,, |
| ૧૦ | મુખી | જાફરભાઇ મામદ | ,, |
| ૧૦ | શેઠ | અલીમામદભાઇ વલી નાઝર | ,, |
| ૧૦ | ,, | જાકબઅલીભાઇ જગસીભાઇ વીસરામ | ,, |
| ૫ | ,, | હસનઅલીભાઇ અલીભાઇ | ,, |
| ૫ | ,, | બાવા રહીમભાઇ અલાદીન | ,, |

| | | | |
|---|---|---|---|
| ૫ | શેઠ | ચતુરભાઇ ગલા | મુંબઇ |
| ૫ | ,, | કરીમભાઇ રહીમ જેનુલાબદીન | ,, |
| ૫ | ,, | દેવરાજભાઇ હરજી | ,, |
| ૫ | ,, | મેઘજીભાઇ મહમદ | ,, |
| ૫ | ,, | વેલજીભાઇ બાબુલ માવજી | ,, |
| ૫ | મુખી | જાફરભાઇ લાલજી | ,, |
| ૫ | શેઠ | નુરમહમદભાઇ મુ. કાસમભાઇ રહીમ | ,, |
| ૫ | ,, | હાજીભાઇ અલુ મહેરઅલી | ,, |
| ૫ | ,, | ઇબ્રાહીમભાઇ ફતેહઅલી | ,, |
| ૫ | ,, | મહમદભાઇ નીઝાર | ,, |
| ૫ | ,, | ઇદુભાઇ નાનજી કેસવાળા | ,, |
| ૫ | ,, | નજરઅલીભાઇ કડવા | ,, |
| ૫ | ,, | અલીઆમદભાઇ. ડોસન | ,, |
| ૫ | ,, | કાસમભાઇ આમદ પ્રાગુ | ,, |
| ૫ | ,, | નજરઅલીભાઇ આમદ પ્રાગુ | ,, |
| ૫ | ,, | રમજાનઅલીભાઇ વાલજી | ,, |
| ૫ | ,, | મહમુદભાઇ અહમદ નાઝર | ,, |
| ૫ | ,, | મકાભાઇ કાનજી | ,, |
| ૫ | ,, | મુલજીભાઇ જીવા | ,, |
| ૫ | ,, | વેલસીભાઇ પ્રધાન | ,, |
| ૫ | ,, | ઉમેદવાર | ,, |

## ઉપકાર.

અમોને ઉત્તેજન આપી જેઓએ જાથુકના ગ્રાહક તરીકે નામો નોંધાવ્યા છે તેઓનો અત્રે ઉપકાર જાહેર કરીએ છીએ.

। હાથ લંબાવી સતપંથ સાહિત્યની ઉન્નતિ પ્રેમ બતાવવા નમ્ર અરજ છે કે, મદદ તરીકે અમારી બુકો ખરીદી સ્કુલ કે બીજી સંસ્થામાં તરીકે વહેંચાવવી. જો નવી નીકળતી સીરીઝની બુક માંટે અગાઉથી ઇચ્છા જાહેર કરવામાં આવશે તો મદદ કરનાર ગ્રહસ્થનું નામ મજકુર બુકમ દાખેલ કરીશું.

એકંદરે અમારો આ સાહસ સત ધર્મની, સાહિત્ય સેવા કરવાનો અને સસ્તી કીંમતે નાની નાની બુકો પ્રગટ કરી અન્ય ધર્મ પ્રેમીયોને સત્ય ધર્મ જ્ઞાનનો લાભ આપવાનો તથા અજ્ઞ ટીકકારોને સુજ્ઞ કરવાનો છે, એમ જગતનિયંતા પ્રાર્થના છે.

---

છપાય છે:

# સાહિત્ય સીરીઝ

## સીરીઝ નંબર ૫—૬.

૫. આકાશી સાંકળ ૬ રેલ્વે મુસાફર.

દરેક અમારી બહાર પડતી સીરીઝોના માટે જથુક ગ્રાહક તરીકે નામ નોંધાવો!!!

---

છપાય છે—લાલા લજપતરાયના નીફ્રેસ્ટાનો જવાબ.

છપાય છે—મીસીસ એની બિઝંટના નવા અવતારના ભોપ-ળુનો સચોટ રદીયો—હીંદીઓ ચેતો!!!

# ધી ઈસ્માઈલી સાહિત્ય મંડળનો

આ મંડળનો હેતુ એ છે કે જ્યારથી ઇસ્માઇલીયા ફીરકાના સિદ્ધાંતો અને ધર્મ ગ્રંથો ગુજરાતી લીપીમાં છપાઇ પ્રગટ થવા માંડયા છે. ત્યારથી તથા તેનાં પ્રચારકનાં કાર્યને લઇ જે જે ધારમીક બાબતો જાહેરમાં ચરચાવામાં આવે છે તેથી સંતપંથ ધર્મના નામે ઇસ્માઇલી આગાખાનની ફીરકા વિષે તરેહવાર ચરચા જાહેર અન્ય પ્રજાવર્ગમાં થતી સંભળાય છે, ને અમારા "ઇશાઅતે-ઇસ્લામ"નાં કાર્યની ફ-તેહમંદ કોશીશોનાં લીધે અજબ રીતની વિરૂધતા કરતા જોવામાં આવે છે. અને તેની વાતોના ખોરાક તરીકે કેટલાક ખોજા શિયા ઇમામી ઇસ્માઇલીયા જ્ઞાતમાં ગણાતા ખુદ ખોજા લોકોજ સંપુર્ણ સમજની ગેરહાજરીનાં લીધે જાહેર ટીકાનાં કારણ રૂપ બને છે. તેથી "ઇસ્માઇલી સાહિત્ય મંડળ" તરફથી તેવા દરેક પ્રયત્નોનો "સતપંથ સાહિત્ય સીરીઝ" તરીકે ટુંકા જવાબની બુક મારફતે અટકાવવા અને અમારા ફીરકાના નિરમળ સિદ્ધાંતો અન્ય ધર્મ પ્રેમીયોને સમજાય તેવા શુદ્ધ હેતુથી, આ સંસ્થા કાર્ય કરે છે.

"સતપંથ સાહિત્ય સીરીઝ" તરીકે બુકો નફો કરવાના હેતુ વગરજ તદન સસ્તી પડતે કીમત વેચાશે. કે જેથી આ સંસ્થા જેટલો ખર્ચ કરે, તેટલો વસુલ થતાં બીજી વધુ બુકો પ્રગટ કરી શકાય. અને તેટલા માટે, ધર્મ પ્રેમી ગ્રહસ્થોને આ સીરીઝની બુકો પ્રત્યે

# મૂલ્યોનો પુનરુદ્ધાર

પ્રભુદાસ બા. પટવારી
રાજ્યપાલ, તામિલનાડુ

